ખુલ્લી મેદાનમા છે પણ હંમેશાં ઠંડી રહે છે; જેવી શીયાળાના પાણીની ભરેલી ગોળી.

એ કબરથી થોડે દૂર એક સુનાગઢીથી ઘાણું ચાર થાભલા ઉપર છે, તે ધાબાની વચ્ચે એક કડી જડેલી છે, તે એ લોકો કહે છે કે પરમેશ્વરનો દશમો અવતાર થશે તે વખત તમામ ખલક, એટલે પૃથ્વીના બધા માણસ એ જગોએ ભેગા થશે. ને એ કડીથી કાટો બાંધીને તેમનુ પાપ પુન્ય તોલાશે અને સર્વનો ઈન્સાફ એ જગ્યાએ થશે. હુ (ચોપડાનો લેખક) એક વખત ત્યા ગયો હતો. તે રોજામાં મીનાકારી કામ ઘણુ સગ્ન છે—એજે આશરે વરસ ૪૫ નો છે.

ઘણાક લોકના કહેવાથી સાભળ્યુ છે કે એ ઈમામશાહ પીરનો કોઇ ભાભારામ ચેલો થઈ ગયો. તેણે શ્રી પેટલાદ પ્રગણામા જેદેવા કરીને ગામ છે ત્યા એક દેવળ બાધ્યું છે. તેમાં મૂર્તિ કે કબર કાંઇ નથી, પણ ઘીનો દીવો હમેશાં બળે છે. ત્યાં ચમત્કાર એ છે કે એ દીવાની સગમાથી ઝાળ પડતી નથી ને દીવો ઘીથી બળે છે.

ઘણા લોકોના કહેવાથી લખ્યું છે કે ગંજબક્ષની મહેજંત વિગેરે કામ જેવું મક્કામા છે તે મુજબ બાંધેલું છે. તેને ખુદે બંધાવેલો છે.

૯ એક વખત ફીરેમેડેથી કસબે મહેમદાવાદ જતો હતો, ત્યા વગડામા એક કુવો દીઠો, તેના ઉતરવાના પગથીયા, તેથી ઉતરીને અંદર ગયો તો ભોયરા જેવી એક બેઠક, આશરે આદમી ૫૦ ખુલાસાથી બેસે એવી છે ત્યા હવા ઘણી થડી છે લોક એવુ કહે છે કે એ કુવો મહમુદ બેગડાનો છે ને તેની અંદર એક સુરગ છે કે તેમાથી જમીનની અંદર ગાડીમા બેસી સુરગમા ને સુરગમા અમદાવાદ જવાય છે કોઇ દેવનો શ્રાપ થયો કે દિવસે બહાર નીકળે તો મરે, એવુ ઘણા લોક કહે છે પણ એ વાતમા શક વણો રહે છે કારણ કે અમદાવાદ તથા મહેમદાવાદ વચ્ચે બે નદીઓ છે, ત્યારે તે ઠેકાણે સુરગ શી રીતે ખોદી હશે એટલો શક છે

(અ ૩૫ ૧ ૬)

---

## પ્રકીર્ણ હકીકત.

---

સિંધના પાદશાહના કહાડી મૂક્વાથી કાઠીઓ ૮ શાખાના ઢાક એટલે જૂનાગઢના રજપુત પાસે ચાકર રહ્યા તેમા પટગરની દીકરી ઉપર ઢાંકનો કુવર ખુટયો તેને કાઠીએ મારી નાખવા ચાહ્યુ, તે પછી પરણ્યા યો તે કુવર કાઠીમા જવાથી કાઠીઓએ તેને ઘરડેરો ચાપ્યો ને બાકીના રજપુત રહ્યા તે વરતીઆ કહેવાય છે ને તે વટલેનાને ૩ દીકરા ૧ હસુરના વશના વાળા કહેવાય, ૨, ખુમાણના વશના ખુમાણ કહેવાય અને ૩ ખાચરના વશના ખાચર કહેવાય ખાચરના પાચ દીકરા, તેમા ૪ ના વશ ૧ રામો તેના રામાણી ૨ લાખો તેના લાખાણી, ૩ ડેબો તેના ડેબાણી, ૪ ગોંડ તેના ગોદડ

ક.

થ.



દ.

ન.

## પ.

## હ.



## ક્ષ.